

# ચાલુ જમાનો

અથવા

## પારકે પૈસે પરમાનન્દ

નામક નાટકનો ટુંકસાર અને ગાયનો

---

સંયોજક મા. ઠક્કુર નારાયણ વિસનજી

જગાવી પ્રસીદ્ધ કરનાર,

**એમ. એન. એન્ડ પીતલવાલા.**

મા. આર્ય નીતિદર્શક નાટક સમાજના માલીકો

---

આ ચોપડી વોહરા અબદુલકયુમ હેબતભાઈએ જકરીઆ મસજીદ
પોસ્ટ નાં૦ ૩ મુંબઈમા પોતાના શ્રી તઈયબી પ્રેસમાં છાપી.

---

કીંમત ૨ આના



શ્રીમાન્ ધ્રાંગધ્રાનરેશ મહારાણા શ્રી ઘનશ્યામસિંહજી
મહારાજાશ્રિત,

## શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ

# ચાલૂ જમાનો.

અથવા

## "પારકે પૈસે પરમાનન્દ!"

'મક નાટકનો ટુંક સાર અને ગાયનો

પ્રયોજક રા. ઠક્કુર નારાયણ વિસનજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**એમ. એન. એન્ડ પીતલવાલા—માલેકો.**

આ ચોપડી વોહરા અબદુલકૈયુમ હેબતભાઇએ જકરીયા મસ્જીદ
માંડવી પોસ્ટ નાં. ૩ મુંબઇમાં પોતાના ધી તઇયબી પ્રેસમા છાપી

પ્રથમ આવૃતી, પ્રત ૫૦૦૦.
ઈ. સ. ૧૯૧૪ વિ. સં. ૧૯૭૦

—:o:—

કીંમત રૂા૦ ૦-૨-૦ (બે આના)

# પ્રસ્તાવના.

કલ્યાણકારક કૃપાનિધિ જગચ્ચાલક જગદીશ્વરની પરમ કૃપાથી લગભગ બે વર્ષના અવધિમાં સરસ્વતીચંદ્ર, બોલતો કાગળ, પરશુરામ, ઇન્દ્રાવતી, બેધારી તલ્વાર, અને વિશ્વામિત્ર આદિ રાજકીય, સામાજીક અને ધાર્મિક વસ્તુ સંકલનાવાળાં, સર્વથા નવીન અને ઉત્તમ છ નાટકો અમારી મુખ્ય કંપની તથા શાખા કંપની દ્વારા સુરત, મુંબાઈ અને વડોદરાની રંગ ભૂમિપર ભજવી ગુજરાતી ભાષા બોલનાર અને સમજનાર શોકીન તથા રસજ્ઞ પ્રેક્ષકોની પ્રશંસાને પાત્ર થઇ આજે પોતાના નવીન સામાજિક સપ્તમ નાટય પ્રયોગ 'ચાલુ જમાનો અથવા પારકે પૈસે પરમાનંદ' સાથે આ નાટક સમાજ રસિક ગુજરાતી પ્રજા સમક્ષ રજુ થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકયો છે અને આશા રાખે છે કે તેનો આ નવીન પ્રયત્ન પણ અવશ્ય પ્રેક્ષકોના સંપૂર્ણ આદર અને અનુગ્રહને પાત્ર થશેજ.

અમારા સરસ્વતીચંદ્ર, બોલતો કાગળ, ઇન્દ્રાવતી અને બેધારી તલ્વાર આદિ નાટકોમાં હાસ્ય રસના આકારમાં આજ કાલના કહેવાતા સુધરેલા પણ ખરેખરા બગડેલા સંસારના કેટલાક નમુના રજુ કરવામા આવ્યા છે અને તે એટલાબધા અસરકારક નીવડયા છે કે પ્રસિદ્ધ "ગુજરાતી" પત્રમાં પણ તે વિશેની એક બે વાર અગ્રલેખોમાં નોંધ લેવાઇ છે. આદિથી અંત પર્યંત સામાજિક નાટક સાથે રંગ ભૂમિપર રજુ થવાનો આ અમારો પ્રથમ પ્રયત્ન છે, અને એ અમારો પ્રયત્ન

યશસ્વી થતાં અમે બીજા પણ ઉત્તમોત્તમ સામાજિક નાટકો પ્રજાને સાદર કરીશું; કારણ કે, અમારી ધારણા પ્રમાણે ચાલતા સમયમાં ધાર્મિક નટકો કરતાં આવાં અન્યોક્તિ રૂપ સામાજિક નાટકોની યોગ્ય લેખકોના હાથે લખાયલાં અને યોગ્ય નાટક સમાજો તથા યોગ્ય નટોદ્વારા ભજવાતાં નાટકોની વિશેષ આવશ્યકતા છે. અસ્તુ.

અત્યંત ધનતૃષ્ણા મનુષ્યને કેટલી સીમા પર્યંત ધર્મહીન, હૃદય શૂન્ય અને પાપાચારી બનાવી દે છે, કેવળ ધન વિષયક લાગણીવિના તેના ચિત્તમાંની બીજી બધી લાગણીઓનો કેવી રીતે લોપ થાય છે, એવા ધનલોલુપોના હાથે બીજા ધનવાન ગરીબ અને કંગાલોની, અરે એટલુંજ નહિ પણ પરિણામે આખા દેશની કેવી અને કેટલી હદ સુધી પાયમાલી થાય છે અને વ્યભિચારિણી સ્ત્રીઓ કેટલીબધી નિર્દય અને સ્વાર્થપરાયણ હોય છે, આદર્શ શરાફો કેવા હોવા જોઇએ અને આદર્શ આર્ય અબળાઓનો શો ધર્મ હોવો જોઇએ ઇત્યાદિ તત્ત્વોના સંમેલનથી પ્રસ્તુત નાટકની વસ્તુસંકળના રચાયલી છે અને આજ કાલની બોગસ બેંકોનાં બોપાળા ખુલ્લાં થતાં અત્યારે દેશમા લાહોર અને અમૃતસરથી માંડી પુના અને રત્નાગિરિ પર્યંત કદાચિત પરંપરાએ આખા હિંદુસ્તાનમા સ્વદેશી વ્યાપારને એક કારી ઘા વાગ્યો છે એટલુંજ નહિ, પણ અસંખ્ય ગરીબો, અનાથ વિધવાઓ અને બાળકો કેવળ નિર્ધન અને જીવનના આધાર વિનાનાં થઈ ગયાં છે; તે બોગસ બેંકોના ધનલોલુપ સંસ્થાપક ધોળા દહાડાના ધાડપાડુઓની કૃષ્ણ લીલાનું પણ એમાં સંપૂર્ણ દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

છેલ્લાં સાત આઠ વર્ષથી દેશમાં જે સ્વદેશી ઉત્સાહનો આવિર્ભાવ થયો છે, તેણે અનેક મૃત અગ્નિયોને જીવતાં કર્યાં છે, અને

એનો પ્રવૃત્તિયોગ દેશને અનેક રીતે લાભ કારક થયો છે; છતાં ન્યાય અને સત્યને અનુસરીને એટલું તો કહેવું જ જોઇએ કે, આપણા ઋષિઓએ અત્યંત ધનતૃષ્ણાને જે કારણથી નિન્દી છે, તેનું યથાર્થ દર્શન એ બેંકના વિનાશમાં થતું ન હોય તો બેંકનો એ વિનાશ દેશને આડકતરો લાભ કરવા પણ શક્તિમાન નીવડયો નહિ એવો કદાચિત્ ખેદ અને શોક કરવો પડે.

આજથી લગભગ દોઢ પોણા બે વર્ષ પહેલાં હું અને અમારી કંપનીના લેખક તથા મારા મિત્ર ઠક્કુર નારાયણ નોવેલ્ટી થીએટર-માં ' એક્સેલ્સીયર સિનેમેટોગ્રાફ ' મા આવેલી ' The Greed for Gold " ( ' સુવર્ણ તૃષ્ણા ' ) નામક ફિલ્મ જોવા ગયા હતા કે જેમા એક આદર્શ બેંકર અને એક જુગારી તથા સટોડિયા બેંકર ની જીંદગીના ચિતાર અને તેના યોગે જનસમાજની થતી પાયમાલી ના ચિતાર ઘણાજ અસરકારક આપવામાં આવ્યા હતા. તે વેળાયે એ ફિલ્મમાંની ઘટનાને લોકો સંખ્યા સ્મરણીય એક ઘટના સાથે સરખાવતા હતા અને અમારી કંપની માટે એ ફિલ્મના આધારે નાટક લખાવવાનો તે વેળાયેજ મને વિચાર આવ્યો હતો. પણ કેટલાક કારણોને લીધે તે વિચારને અમલમાં મૂકી ન શકાયો અને વાત લંબાણ પર પડી. એવામાં અચાનક એોગસ બેંકોના જ્વાળામુખી પર્વત નો સ્ફોટ થતાં તેમાં ઘણાક લોકોના સુખ સંતોષની આહુતિ અપાઈ અને દેશમાં કોલાહલ વ્યાપી ગયો, તે વેળાએ પુનઃ તે ફીલ્મમાંનો દેખાવ નજરે તરી આવ્યો, રા૦ ઠકુર નારાયણને એ ફિલ્મમાંનું વસ્તુ લઇ તેની સાથે અહીંની ચાલુ જમાનાની બાબતો મળવીને એક નાટક લખ

વાને કહ્યું અને તે મારા મિત્રે પોતાની તબીયત ઘણીજ નાદુરસ્ત હોવા છતાં માત્ર દોઢ માસની મુદતમાં લખીને તૈયાર કરી આપ્યું અને તે પ્રયત્ન આજે પ્રજા સમક્ષ રજૂ થાય છે.

આ નાટ્ય પ્રયોગ રૂપ ચાબુકથી ધનને જ પરમેશ્વર માનનારા અસંખ્ય પામર જીવોની ધનતૃષ્ણામાં જો કાંઇ પણ ઘટાડો થશે તેમજ વિશ્વાસુ લોકો એવા સફેદ ઠગોના પ્રપંચ જાળમાં ઓછા પ્રમાણમાં ફસાશે અને પ્રામાણિકોના અંતઃકરણમાં પ્રામાણિકતાની મંદ જ્યોતિપણ જાગૃત થશે, તો અમે અમારો આ અલ્પ પ્રયત્ન સફળ થયો છે એમ માનીશું.

અંતે વિજયદાતા પરમાત્માનાં ચરણોમાં મસ્તક નમાવી વિજયની આકાંક્ષા રાખી હું મારી લેખીનીને વિરામ આપવાની આજ્ઞા ઇચ્છું છું.

મુંબઇ, ગ્રાન્ટરોડ,
વિકટોરિયા થીએટર
તા. ૧૯ મી માર્ચ ૧૯૧૪
ગુરૂવાર.

**મોતીરામ બેચર નંદવાણા**
**"શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ" ના**
**એક માલેક. (માલેકોની વતી)**

# મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો

**ગોવિન્દલાલ**—વણિક જાતનો એક ધણોજ પ્રામાણિક અને પ્રતિષ્ઠિત બેંકર, શારદાનો પિતા અને માણેકલાલનો સસરો

**માણેકલાલ**—ધનાઢ્ય પણ સટ્ટા શર્તમાં પાયમાલ થએલો વણિક તરૂણ. શારદનો પતિ અને પછીથી ગોવિન્દલાલનું ખુન કરી તેની 'મકર્યુરી બેંક'નો થએલો ચાલક અને પાપાત્મા.

**વલ્લભદાસ**—'સર' થએલો અને સુધારાના શિખરપર ચઢેલો વાણી-યો ડૉક્ટર; કેટલીક મીલો અને બેંકોનો શીખાઉ પુતળા ડાયરેક્ટર પોતાને વિલાયતીના ઉપનામથી ઓળખાવનાર.

**ચંપકલાલ**—'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા'ની કહેવતને અક્ષરે અક્ષર ખરી પાડનાર સર વલ્લભદાસ વિલાયતીનો કુળદીપક.

**ચુનાલાલ**—નાણાવટીની અટકથી ઓળખાતો એક વાણિયો શરાફ; 'ઓરીજીનલ' બેંકનો મેનેજિંગ ડાયરેક્ટર.

**ગુલામમહુમદ**—ગુલાટિયાની અટકથી ઓળખાતો 'વલ્કેનો બેંકનો સ્થાપનાર અને મેનેજિંગ ડાયરેક્ટર.

**મણીલાલ**—માણેકલાલનો એક વફાદાર દોસ્ત બેરીસ્ટર.

**હરમણ**—માણેકલાલનો એક વફાદાર નોકર.

**નટરાજન**—હાઈકોર્ટના એક જડજ.

એ ઉપરાંત ચમનલાલ ચૌદશિયા, ફેકોબાદ કાકીના, દિકારતા કમલરોઝી, શાશ્વતાનંદ સરસ્વતી, કાશીનાથ કૈલાસવાસી, હેમ્લી (નોકર) બીજા નોકરો; બેંકના ડિપોઝિટરો અને શેરહોલ્ડરો, બેરિસ્ટરો, પ્રન્ટર પ્રિટર, કલાર્ક ઓફ ધિ ક્રાઉન, ભિલ્લ લુટારા અને તેમનો સરદાર, ઇત્યાદિ.



## સ્ત્રી પાત્રો

**સુભદ્રા**—ગોવિન્દલાલની બીજી વારની સ્ત્રી, શારદાની આદર્શ ઓરમાન માતા અને પછીથી એક આદર્શ આર્ય વિધવા.

**શારદા**—પ્રથમ સ્વતંત્ર વિચારની ગોવિન્દલાલની પુત્રી, માણેકલાલની પતિપરાયણ અને સાધ્વી પત્ની અને આદર્શ આર્ય અબળા.

**રાધા**—રાક્ષસી પ્રકૃતિની એક વ્યભિચારિણી પ્રૌઢા.

**ગુલાબ**—રાધાની પોતાની માતાના ફોટોગ્રાફ જેવી દીકરી-પછીથી માણેકલાલની બેવફા બાયડી.

**ઉર્મિલા**-સુધારાના શિખરપર ચઢવામાં પોતાના પતિ કરતાં આગળ વધેલી સર વલ્લભદાસ વિલાયતીની ગૃહલક્ષ્મી અને ચંપકલાલની માતા લેડી ઉર્મિલા.

એ ઉપરાંત બેંકમાં પૈસા રાખી પાયમાલ થએલી રાંડીરાંડ, બારમેડ, દાસી ઇત્યાદિ.

**સ્થળ**—મુંબઇ અને મેવાડમાં આરાવલીનો પ્રદેશ

**કાળ**— ચાલૂ જમાનો.

ૐ तत्सत परमात्मने नमः

# ચાલૂ જમાનો

અથવા

## પારકે પૈસે પરમાનન્દ!

---

### નામક નાટકનો પ્રવેશાનુક્રમથી સંક્ષિપ્ત સાર.

કિંચિત પુર્વ વૃત્તાંત—પ્રસ્તુત નાટક સમાજિક છે અને તેમાં વર્તમાન કાળ-ચાલતા જમાનાની ઘટનાઓનુ જ શાબ્દિક ચિત્ર આ લેખવામાં આવ્યુ છે. માણેકલાલ એક કુલીન અને ધનાઢ્ય પિતાનો વાણીયા જાતિનો પુત્ર હતો અને હજી કોલેજમાં ભણતો હતો તે વેળાયે જ તેનાં માતા પિતાનો સ્વર્ગવાસ થવાથી રૂપિયા ત્રણ ૩ લાખની મીલ્કતનો ન્હાની ઉમ્મરમાં જ તે સ્વતંત્ર માલિક થયો હતો. કોલેજમાં ગોવિન્દલાલ નામના તેનીજ ન્યાતના એક મહા પ્રતિષ્ઠિત, નામાંકિત અને ધનાઢ્ય બૅંક-એંકરની પુત્રી શારદા પણ તે વેળાયે ભણતી હતી અને તેનો માણેકલાલ સાથે પ્રણય સંબંધ બધાયો હતો. માતા પીતાના મરણ પછી કેટલાક સટોડિયા અને રેસમાં હમેશ નસીબને અજમાવનારા મિત્રો મળવાથી માણેકલાલ

પણ સટ્ટા અને રેસના રંગથી રંગાવા માંડયો હતો. આ બાબતની ગોવિન્દલાલને ખબર હોવાથી પોતાની પુત્રી **શારદાને** તેની સાથે પરણાવવાનો તેનો જરાપણ વિચાર નહોતો અને **શારદાને** તેણે એ સ્નેહસંબંધને આટલેથીજ અટકાવી દેવાની આજ્ઞા કરી હતી. પરન્તુ પ્રેમઘેલી **શારદાએ** પિતાની ઇચ્છાનો અનાદાર કરી **માણેકલાલ** સાથે સ્વતંત્રતાથી લગ્ન કર્યું અને એ કારણથી પિતાના કોપને પાત્ર થતાં પિતાના ગૃહ સાથેનો તેનો સંબંધ સદાને માટે તૂટી ગયો—પિતા પુત્રીનો બોલવાનો વ્યવહાર પણ ન રહ્યો ગોવિન્દ લાલને **શારદા** વિના બીજી કશીપણ સંતતિ નહોતી એટલે તેનો **શારદાને** જ યોગ્ય પતિ સાથે વરાવી, સર્વ સંપત્તિ આપી જવાનો વિચાર હતો અને એટલા માટે જ **શારદાની** માતાનો લાંબા વખતથી સ્વર્ગવાસ થએલો છતા અને બીજી અનેક કન્યાના માગા આવ્યા છતાં તેણે લગ્નસબંધ કર્યો નહોતો. જ્યારે પુત્રી આવી રીતે સ્વચ્છંદતાથી વર્ત્તનારી થઇ અને પિતાના ગૃહને ત્યાગી ગઇ એટલે સંતતિની આશાથી લાચારીએ તેણે બીજીવાર લગ્ન કર્યું. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેને એ બીજીવારના સંબન્ધીથી સંતાનની પ્રાપ્તિ થઇ શકી નહિ. ગોવિન્દલાલની બીજીવારની સ્ત્રી સુભદ્રા અત્યંત સુશીલ, અનુસૂયા અને સુશિક્ષિત તથા દયાળુ સ્વભાવની હતી

પિતાનો લાખોનો વારસો હાથમાં આવવાથી માણેકલાલે અભ્યાસનો ત્યાગ કર્યો અને શારદાએ પણ તેની ગૃહિણી થવા પછી કૉલેજના અભ્યાસને ત્યાગી દીધા માણેકલાલે સટ્ટા અને રેસમાં વાહોમ કરીને ઝંપલાવ્યું અને ત્રણ ચાર વર્ષમાં એ બે માર્ગે તેની બધી દોલત ઘસડાઇ જતા તે તળિયાઝાટક થઈ ગયો. તેનાં વાડીબંગલા ને ગાડી

ઘોડા વેચાઈ ગયાં, બાયડીનાં ઘરેણા અને કપડાંનું પણ લીલામ થયું એટલુંજ નહિ, પણ તે કરજદાર થઈ ગયો અને ઘરમા ખાવાને ધાન્ય પણ ન રહયું માણેકલાલની આવી બુરી હલત છે તે સટ્ટામાં પચીસ હજાર અને રેસમાં દશ હજાર હારી ગયો છે, લેણદારોને આપવા માટે પાઇ નથી અને છેવટે આબરૂ જવાનો અને કેદમાં બેસવાનો વખત આવી લાગ્યો છે, એ સમયથી આપણા નાટકનો આરંભ થાય છે.

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—સ્થળ,—માણેકલાલનો બંગલો—માણેકલાલની નાસીપાસી, શારદાને તેના પિતાપાસે જઇ તેની પાસેથી લેણદારોને આપવા જોગાં નાણા લાવવા માટેનો તેનો આગ્રહ પ્રથમ માની સ્વભાવની શારદાની અણબનાવ હોવાથી પિતા પાસે જવાની અનિચ્છા, પણ પછીથી સમયને આધીન થઇ પતિના કલ્યાણ માટે પોતાના માનને મુકી તેનુ પિતાના ગૃહ તરફ પ્રયાણ. વ્યભિચારિણી પૈઢા રાધાનું આવવું, માણેકલાલ પાસેથી પ્રેમની માગણી, પ્રથમ માણેકલાલનો તિરસ્કાર, પણ પછીથી રાધાએ તેની દીકરી ગુલાબપર ત્રણ વરસ પહેલાં માણેકલાલે કરેલા બળાત્કારના પુરાવાને બનવી તેને કેદમાં નખાવવાના ભય સાથે હાલ તરત મદદ તરીકે દશ હજાર રૂપિયાની રકમ આપવાની લાલચ બતાવવાથી માણેકલાલનું પીગળવું, તેણે રાધાના પ્રેમનો કરેલો સ્વીકાર, રાધાની પુત્રી ગુલાબનું આવવું અને ટબ્લો.

**પ્રવેશ ૨ જો–સ્થળ સર વલ્લભદાસ વિલાયતીનું ઘર**—સુધારાના શિખરપર જઇ પહોંચેલા, જેને મરવાની પણ ફુરસદ નથી, મોતને વાયદો કરવાને તૈયાર અને 'સર' થવાના ઉન્માદથી ઘેરાએલા ડૉકટર સર વલ્લભદાસ વિલાયતી અને તેના પોતાના બાપના ફોટોગ્રાફરૂપ કુળકાળીંગડલૅમ્પ ચંપકલાલની દિનચર્યાનો નમુનેદાર ચિતાર, બધું વિલાયતી થવા છતાં ધાન્ય, ધરા, પાણી અને શરીર એ ચાર ગામઠી ચીજો રહી જવા માટે બાપ દીકરાનો છાતીફાટ બળાપો-વિલાયતીના વળગાળની છેલ્લી હદ!

**પ્રવેશ ૩ જો**—ગોવિન્દલાલના ઑફિસનો બંગલો-એકાંતમાં સંસારની વિચિત્રતા વિશે ગોવિન્દલાલના કેટલાક તાત્વિક વિચારો. તેની સુશીલ પત્ની સુભદ્રાનું ચાહ લઇને આવવું નોકરે આવી શારદાના આવવાના સમાચાર આપવા, માની ગોવિન્દલાલની પુત્રીને મળવાની અનિચ્છા, અને સુભદ્રાએ સમજાવ્યા પછી તેની અનુમતિ શારદાના આક્રંદથી પીગળી પિતાએ પુત્રીને તેના અપરાધની ક્ષમા કરી આશ્રય આપવાની દર્શાવેલી ઇચ્છા, પણ શારદાની સટ્ટા અને શરતમાં હારેલા તેના પતિને સટોડિયા અને રેસ રમનારાના દેવામાથી બચાવવાની માગણી સાંભળી તેનો કોપ, ઓફિસના કર્તવ્ય વિશે તેના ઉદ્‌ગારો અને છેવટે એક પાઇપણ આપવાની ચોખ્ખી 'ના.' ઓરમાન મા છતાં ભલા દિલની સુભદ્રાનું પુત્રીને સાંત્વન અને પોતાના પલ્લાના પૈસા આપી જમાઇની આબરૂ બચાવવાની તેની વખાણવા જોગ લાગણી! ઓરમાન મા કેવી હોવી જોઇએ તેનો એક સારામાં સારો ચિતાર!

**પ્રવેશ ૪ થો**—માણેકલાલના બંગલાનો એક ભાગ-માણેકલાલના કુંભી દુનિયા વિશેના વિચારો, ન્હાનાલાલ નાણાવટીને

ઓરીજિનલ બેંકના મેનેજરનું આવવું. માણેકલાલની તેની પાસેથી રૂપિયા એકવીસ હજાર ઉછીના આપવાની માગણી, ન્હાનાલાલની તેને 'બુધવારિયા'માં જવાની અને નાદાર થવાની કીમતી સલાહ! દીવાળા વિશેની આગળના વખતની અને અત્યારની વ્યાખ્યામાં થએલો ભયંકર તફાવત અને તે વિશે નાણાવટીનું ભાષણ. માણેકલાલનો પ્રાણ જતાં પણ દીવાળું ફુંકી બાપ દાદાની આબરૂને કલંક ન લગાડવાનો દૃઢ વિચાર અને તે વિચારમાં વિશેષ દૃઢ રહેવાનો તેની ધર્મશીલ પત્ની શારદાનો પતિને પ્રાર્થનારૂપ ઉપદેશ.

પ્રવેશ ૫ મો—તાજમહેલ હૉટેલમાંનો એક ખાનગી ઓરડો—ચમનલાલ ચૌદશિયા નામના એક ચીનના શાહુકારે સાતમી વાર લોકોને પોક મુકાવી કાયદાસર બુધવારિયામા નાદારી નોધાવી ફતે મંદીથી દીવાળું ફુંકી બતાવ્યુ અને ઘરને તર બનાવ્યું તેની ખુશાલીમાં તેના નફ્ફોદિયા મિત્રો તરફથી તેના માનમાટે કરાવતી પેગ પાર્ટી અને નાચપાર્ટી. ધોળા દિવસના ધાડ પાડુઓના દીવાળાં ફુંકવાની કળા વિશે કેટલાક જાણવા જેમ નફ્ફોદિયા વિચારો—ચાલૂ જમાનાનો આબેહુબ દેખાવ, સર્વનાશક સભામાં 'વહેનો' (જ્વાળામુખી) બેંક નામની એક નવી બેંક ખાસ લોકોને રડાવવામાટે જ ખોલવાનો ઠરાવ અને તેનો કાર્યભાર કેવી ચાલાકીથી ચલાવવો એ વિશેની ગોઠવણ. છેવટ મદિરાપાન અને મામદી નાચ ગાયન સાથે વિલાયતી ડાન્સના મશ્રણ—તર્મુસંકરતા સાથે પાર્ટીની પૂર્ણાહુતિ.

પ્રવેશ ૬ ઠો થળ, માણેકલાલનો ઓરડો—અમુક રકમ આપી બાકીની રકમ અમુક મુદતમા આપવાની કબુલાત આપ્યા છતાં લેણદારોએ હદ ઉપરાંત સતાવવાથી માણેકલાલનો દુનિયાના

લોકોપર થએલો તિરસ્કાર; ઘરમાં ભુખમરાનો વખત, ચાહ માટે દુધ લાવવા માટે ત્રણ પૈસાની પણ અછત! માણેકલાલની હદ ઉપરાંત નિરાશા, ઘરના જુના નોકર લક્ષ્મણે પોતાના એકઠા કરેલા સાતસો રૂપિયાની રકમ શેઠને આપવાની બતાવેલી ઉદારતા, એક અજબ વફાદારી! સત્યના માર્ગે ચાલવાથી દુખી થએલા માણેકલાલનું ગમે તેવાં અપકૃત્ય કે સાહસ કરીને પૈસાદાર થવાના નિશ્ચયપર આવવુ તેના ભયંકર વિચારો.

**પ્રવેશ ૭ મો સ્થળ; ગોવિન્દલાલની બેંકનો ટ્રેઝરી હોલ**—બેંકરોની મનોવ્યથા અને જોખમદારી વિશે ગોવિન્દલાલના આદર્શ વિચારો. ડાહ્યાભાઇની સ્ત્રી વ્યભિચારિણી રાધાનુ બીજી બેંકમાં વ્યાજ વધારે મળતુ હોવાથી પોતાના રૂપિયા ત્યાંથી ઉપાડી લેવાની વાતચીત કરવાને આવવુ. બેંકિંગના ખરા તત્ત્વ અને આજકાલની કેટલીક બોગસબેંકોને બોગસ કાર્યભાર વિશે કેટલોક સંવાદ. માણેકલાલનું છુપી રીતે દાખલ થઇ એક તીજોરી પાછળ સંતાવું, રાધાએ તેને જોએલો હોવાથી બારણા બહાર તેનું નીતે ચેષ્ટાને જોવા ઉભા રહેવું; ગોવિન્દલાલ આરામ લેવા આરામ કુરસીમાં પડતા માણેકલાલનું નીકળી આવવુ, એક જાતની માટીના લોદાથી જમાઇના હાથે સસરાનું ખુન! રાધાનું જાહેર થવુ અને તેનું માણેકલાલપર આ ખુનનો એકરાર લખી આપવાનું દબાણ! માણેકલાલે દબાણમાં આવી રીતે લખવુ અને રાધાના સુખ મંડળમાં આનંદની છટા! ટેબ્લો.



# અંક ૨ જો.

પ્રવેશ ૧ લો સ્થળ—ગોવિન્દલાલનો બંગલો—ગોવિન્દલાલના મરણને એક વર્ષથી વધારે વખત થઇ ગયો છે, પુત્રીને સુખી કરવાના હેતુથી સુભદ્રાએ બે ફ્રનો કારભાર માણેકલાલના હાથમાં અપાવી પોતાની બધી મિલકતનો માલેક તેનેજ બનાવી પોતે વૈધવ્ય પાલન માટે કાશી જવાની તૈયારી કરી છે. સુભદ્રાના પોતાની બદલાયલી દશા વિષેના વિચારો, શારદાની કૃપાળુ માતા તરફની લાગણી વ્યભિચારિણી રાધાના નીચ વિચાર અને સુભદ્રાના સ્ત્રી ધર્મ તથા વૈધવ્ય વિશે અત્યંત ઉત્તમ ઉદ્‌ગાર ' જવા પહેલાં સુભદ્રાનો પોતાના જમાઇને રાધા સાથે વિશેષ સબંધ ન રાખવાનો અને સટ્ટામા ન પડવા વિષેનો ઉપદેશ નાખતું ચીઠી આપીને જવુ થએલું હોવાથી. રાધાના દબાણથી કંટાળેલા માણેકલાલનો પશ્ચાત્તાપ,

પ્રવેશ ૨ જો સ્થળ-રાધાનું ઘર—યૌવન મદમાતી ગુલાબ પોતાના યૌવનવિકારને વ્યકત કરતી આવે છે; ત્યારપછી રાધાનું આગમન અને વડેલી મા દીકરીના કેટલાક સ્વાર્થપરાયણતાવાળા અને અભદ્ર વિચાર! રાધાનો પોતાની દીકરીને માણેકલાલ સાથે પરણાવી જમાઇના ઘરમાં રહેવાનો નિર્ધાર! માણેકલાલનું આ વુ અને રાધાએ તેનાપર શારદાને મારી ગુલાબ સાથે પરણી પોતાને સાથે રાખવાનું કરેલુ દબાણ અને તે સાથે પોતાના માંદા પડેલા ધણીને પણ સ્વર્ગધામમાં પહોંચાડી દેવાની તેની ગોઠવણ. માણેકલાલનું શારદાને મારવાના વિચારથી કંપવું, પણ અંતે પોતાના બચ્ચો અપરાધના પુરાવા રાધસે હોપાવાથી રાધાની ઇચ્છાને વશ થઇ તેનું શારદાને

મારી નાખવાના વિચારપર આવવું' આ દીકરીની ભાવિ સુખ વિષયક અશ્લીલ કલ્પનાઓ અને વિવિધ મનોરાજ્ય !

**પ્રવેશ ૩ જો–સ્થળ:–લેડી ઊર્મીલાનો પ્રાઇવેટ રૂમ—લેડી** ઊર્મીલાનો સુધરેલો જોવા લાયક અવતાર, સર વલ્લભદાસનો પ્રવેશ અને લેડી ઉર્મિલાની પ્રજા વૃદ્ધિને અટકાવનારી ઓ સભામાં અધ્યક્ષપદે બિરાજવા માટે જવાની તઈયારી, માસ્ટર સર વલ્લભદાસ વિલાયતીના પોઝીશનમા માત એ 'તું' કહીને બોલાવવાથી ઇગ્લિશ એટીકેટ પ્રમાણે આવી ગએલો મોટો વાંધો 'મર્ક્યૂરી' બેંકના મેનેજિંગ ડાયરેક્ટર માણેકલાલે વ્યાજના ભાવમા વધારો કરવાથી સરની દરખાસ્તને માન આપી તેના સ્ત્રી પુત્રે કરેલો પોતાનાં નાણાં તે બેંકમાં રાખવાનો ઠેરાવ. અપકન્યાલના કુંવારા રહી પરુસ સાર ભોગવવાના વિચિત્ર વિચાર અને જોયફુલ ચાલૂ જમાનાની અજબ ખુબીઓનું તેના મુખથી વર્ણન !

**પ્રવેશ ૪ થો–સ્થળ.–મેવાડમાં આરાવલી પર્વતનો પ્રદેશ–** શ્રીનાથદ્વારાની યાત્રાના નિમિત્તે મેવાડમાં લાવી આરાવલી પર્વતના શિખરપરથી માણેકલાલ શારદાને ખીણમાં ગબડાવી ચાલ્યો જાય છે. શારદા ખીણના તળિયામાં ન જતાં વચ્ચે ઝાડીમાં અટકી રહે છે. ભિલ્લ લુટારા અને તેના સરદારનું આગમન, તેમના હાથે શારદાનો બચાવ, ભિલ્લ સરદારની ઉદારતા, શારદાને ધર્મભગિની માની કાપડા તરીકે સો સોના મોહોર આપવા ઉપરાંત પતિની પાસે છુપા વેશથી રહી તેનાથી પતિની ચેષ્ટા જોઇ શકાય એટલા માટે ચહેરાના રંગને બદલવાની અને પાછા તેને અસલ રંગમાં લાવવાની બે બુટીઓ આપે છે. શારદાનો તેને સાભાર આશીર્વાદ ! ભોળા દિવસના ભણેલા ધાડપાડુઓ કર્તા અભણ અને જંગલવાસી કાળા લુટારાના અંતઃકરણની પવિત્રતાનું ઉત્તમ ચિત્ર !

પ્રવેશ ૫ મો—વલ્કેને બેંકના મેનેજિંગ ડાયરેક્ટરની ખાનગી ઓફિસ— વલ્કેનો બેંકના ચાલક ગુલામમહમદ ગુલાટિયાની નાણા સબંધી કઢંગી હાલત; ન્હાનાલાલ નાણાવટી પાસેથી રૂપિયા ચાર લાખની તેની માગણી અને ન્હાનાલાલનો પોતાની બુધવારિયામાં જવા વિશેની તઇયારીનો ખુલાસો; નિરાશા! સર વલ્લભદાસ વિલાયતીનું આવવું, અને વિલાયતીએ ગુલાટિયા પાસેથી કરેલી કમિશનની અને પોતાની 'ઇન્ડોર્સ' કરેલી હુંડીઓ બીજા કોઇનું ઇન્ડોર્સમેન્ટ કરાવી પોતાને જોખમમાંથી છોડવવાની માગણી ગુલાટિયાનો ગુલાંટિયો જવાબ અને તેમના જવાપછી ન્હાનાલાલનો ગાડી દુનિયાની આંડી રીત વિશે અફસોસ!

પ્રવેશ ૬ ઠો—સ્થળઃ-મુંબઈ કોટ, શેર બજાર પાસેનો ભાગ—તુટેલી વલ્કેનો બેંકના રડેલા ડિપોઝિટરો અને શેર હોલ્ડરોનો કોલાહલ, સર વિલાયતીનો બળાપો અને રાડીરાંડનો કકળાટ. ચાલુ જમાનાની ખુબિયો વિશે ન્હાનાલાલનું કેટલુંક વિવેચન.

પ્રવેશ ૭ મો—સ્થળઃ-મર્ક્યુરી બેંક—પોતાની બેંકના શેરોના ભાવ પળે પળે ગગડતા જવાના ખબર ટેલીફોનમાં આવતા રહેવાથી માણેકલાલનો ગભરાટ, બેંકપર ડિપોઝિટરો—માગનારા—નો દરોડો અને તેમને હિંમતથી સંતોષકારક આશ્વાસન આપી શાંત પાડવાની માણેકલાલની અદ્વિતીય વાકચાતુરી. લોકોનું શાંત થવું અને મર્ક્યુરી બેંકના કાર્યભાર તથા માણેકલાલની પ્રામાણિકતામાં લોકોનો અલૌકિક વિશ્વાસ.

———

## અંક ૩ જો.



**પ્રવેશ ૧ સ્થળ-સ્વ. ગોવિંદલાલનો બંગલો—શહેરમાંની** એક બિલ્લડી તરીકે પોતાના પતિના ઘરમાં નોકર રહેલી શારદાના ભાગ્ય દશા વિશે વિચાર. વફાદાર લક્ષ્મણને તેજ પોતાનો ભેદ આપતાં બન્નેએ રાધા અને તેની દીકરી ગુલાબનાં પાપોને પ્રકાશમાં લાવવાનો કરેલો નિર્ધાર ( અહીં એટલું ખાસ જાણવાનું છે કે, માણેકલાલે શારદાને મારવાના કરેલા કુકૃત્ય પછી રાધા પોતાના ધણીને ઝેરથી મારી દીકરીને માણેકલાલ સાથે પરણાવી પોતેપણ તથા જમાઈ સાથે આવી વસી છે અને ઘરની ખરી સત્તાધીશ રાણી પોતે જ છે) વઠેલી મા દીકરીના વઠેલા વિચાર, સ્વપ્નમાં પણ માત્ર વ્યભિચાર અને વ્યભિચાર ! ચિંતાગ્રસ્ત માણેકલાલનું આવવું અને નવી સ્ત્રી તથા વઠેલી સાસુના ચરિત્રો તથા વચનોથી શોકાતુર થઈ શારદાનું સ્મરણ કરી ચાલતા થવું. આનંદમાં આવેલી ગુલાબના પોલકામાંથી માણેકલાલના કરારના કાગળ પડી જવા અને પતિને પિતાના તથા પોતાના ખુની તરીકે ઓળખવા છતાં ક્ષમા આપી એ રંડાઓના હાથમાંથી બચાવવા માટે તે કાગળને બાળી શારદાનો પુનઃ નાથના ગૃહરાજ્યની રાણી થવાનો નિર્ધાર અને માતા સુભદ્રાને કાશીથી બોલાવવાનો વિચાર.

**પ્રવેશ ૨ જો સ્થળ--ન્હાનાલાલ નાણાવટીનું ઘર.**—ન્હાનાલાલ અને વિલાયતીનો એકને સ્મશાને પહોંચાડી પોતે સેફ્સાઇડપર રહેવા વિશેનો સતોષ. ઊર્મીલાનો પોતાના પતિ પર વિલાયતીને ઘરમાં માત્ર ચાર લાખની નજીવી રકમ રાખી નાદાર થવા માટે સખત ઠપકો, ન્હાનાલાલ અને ચપકલાલને તેને સમજાવી આ પહેલી વારના ગુનાહની માફી અપાવવી; ચપકલાલનો મોટા થવા પછી દાઢ કરોડનું દીવાળુ ફુકવાનો નિર્ધાર! પછી ચડાળ ચોકડીનો આનદ

**પ્રવેશ ૩ જો-સ્થળ:—માણેકલાલનો બગલો**—કોર્ટમા લોકોના વિશ્વાસથી વિજય મેળવી આવ્યા છતાં બેક ખોટના મોટા ખાડામાં હોવાથી અને પોતે સટ્ટામા બેકની મોટી રકમ ગુમાવેલી હોવાથી માણેકલાલનો પોતાના મિત્ર બેરિસ્ટર મણીલાલ આગળ બધી ગુપ્ત વાર્તા જણાવી આત્મહત્યા કરી મરી જવાનો વિચાર. તેના વિચારો છુપાઇને સાભળી પતિને ધૈર્ય આપવા માટે શારદાનુ ખરા રૂપમાં પ્રકટ થવુ; રાધા અને ગુલાબનું આવવુ અને આશ્ચર્યચકિત થવું. રાધાનો કોપઅને શારદાને જીવતી રાખી પોતાને ઠગવાના અપરાધની શિક્ષા આપવા માણેકલાલને તેના આગલા અપરાધના કરારો બતાવી દબાવવાનો પ્રયત્ન! શારદાએ તે કાગળ બાળી નાખ્યાનુ જણાવી તેમને ચુપ રહેવાની કે ચાલ્યા જવાની આજ્ઞા કરવી. શારદાસાથે માણેકલાલનું બીજા ઓરડામાં જવું. પરાજિત થએલી પાપિની મા દીકરીની આલોચના!

પ્રવેશ ૪ થો-સ્થળ:-માણેકલાલનો ખાનગી હોલ-કોઇ પણ ઉપાયે આબરૂ બચવાની' આશા ન હોવાથી માણેકલાલ આત્મહત્યા કરી મરી જાય છે; શારદા આ ઘાત અસહ્ય થવાથી હૃદય અટકી જતાં મરણને શરણ થાયછે; કાશીથી આવેલી સુભદ્રા પોતાના કુટુંબનો આવી રીતે સર્વનાશ થએલો જોઇ રિવોલ્વરથી આત્મઘાત કરેછે.



શ્રી હરી ૐ

# ચાલુ જમાનો નાટકનાં ગાયનો

નાન્દી પ્રાર્થના— ૧

વિશ્વ અંગ તું અનંગ સુખ સુસંગ દે અભંગ
વિજય રંગ ચગથીજ રંગજે પ્રયાસને—વિશ્વ૦
પ્રકાશ આવે જ્ઞાનનો ટળી જાય અજ્ઞાન
ભારતના સંતાનનું વધે પૃથ્વિમાં માન
ધારિધર્મ મહતરંગ ભારતીય જનમતંગ
મારિદે અધર્મ સિંહ નીતિનો ભરી ઉમંગ—વિશ્વ૦

સારદા— ૨

અવસરને વશ બસ થઇ રહેવું દુઃખ આવે તે તો સહેવું
દુઃખ આવે તે તો રહેવું પ્રભુ રૂડે કોને કહેવું —અવસર૦
વેળાવશ સીતારામ થયા વનચારી
વેળાવશ દ્રોપદી થઈ સૈરન્ધ્રી દાસી
આથી શીક્ષણ લેવું —અવસર૦
વેળાવશ નળ નૃપ ગયા જુગારે હારી
ભટકી દમયંતી વનવન હાય બીચારી
જે ભાગ્ય પ્રબળ એવું —અવસર૦

**સરવલ્લભદાસ વિલાયતી—** ૩

મોટા ડાકટર પાબ્લક લીડર
મિસ્ટરથી સર ફરતા
મોઢાના ગોળાથી આ દુનિયા સરકરતા
દુનિયા દીવાની છે અખી સદાની છે
ખોટી ગુમાની છે બંદી ખુદાની છે
કળથી ઠગનારા જેઓ મોજ કરનારા તેઓ
તે ખીસા ભરતા આ દુનિઆ સર કરતા

**સર વલ્લભદાસ અને ચંપક** ૪

શુદ્ધ સવારે મોઢુ બ્રશ ને વિલાયતી મંજનથી થાય.
વિલાયતી ચા કૉફીનાં, ઊનાં પાણી પીવાય.
વલાયતી ડીનર વિલાયતી ફેશનથી લેવાય,
વિલાયતી કપડાં વિલાયતી ફેશનથી પ્હેરાય.
દમામ આ બધો વિલાયતી થયો
તમામ ગામઠી રિવાજ દેશથી ગયો
વિલાયતી ભાષા વિલાયતી ચેષ્ટાથી બોલાય
વિલાયતી લગ્નો વિલાયતી કોરટમા તોડાય.
વિલાયતી બેંકોમાં ગોટાળા વિલાયતી થાય,
ને ધોળે દિવસે દીવાળાં પણ વિલાયતી ફૂંકાય:—દમામ
જ્યાં જોઈએ ત્યા રંગ બધા આ વિલાયતી દેખાય.
વિલાયતી સોડામાં વ્હિસ્કી વિલાયતી સેવાય,

ધાન્ય ધરાને પાણી તેમજ જે આ કાંપી કાય
ચાર વસ્તુએ જોઇ ગામહી જાતી કાઢી જાય'—દમામ

**ગોવિંદલાલ** ૫

ઇશ માયા કરી સુખ સદન દુખ જની,
હદદાર ભયકાર, ઉભય સાધન બની—ઇશ૦
પીયુષ તમ તેજે સમાન વીણા વિષમ તાન વિષ પાન
માયાની ધરી છાયા, નારીનર સકળ
ભ્રમણ વશ આ —ઇશ૦

**શારદા—** ૬

અમારો કોઇ નથી આરો, સમય છે પ્રાણ લેનારો
પડ્યો શિર દુ:ખનો ભારો, પિતાજી મારો તારો
થઇ છે પાયમાલી શર્ત સટ્ટાથી પિતા ભારી
ગયાં ઘરબાર ને ધનમાલ, આવી સખ્ત લાચારી
બુરો તકદીરનો તારો, પિતાજી મારો કે તારો—અમા૦
ન ખાવા અન્નનો દાણો, ન પીવા ગોળીમાં વારી
નહીં તન ઢાંકવા કપડું, કહું શું વાત વિસ્તારી
થયો સંસાર આ ખારો પિતાજી મારો કતારો—અમા૦

**સુભદ્રા—**

માનું તને સાચી પુત્રી વ્હાલીરે, પ્રીતીને પાળી—માનું૦
માનીલે પોતાને માતા વાળીરે, પ્રીતીને પાળી—માનું૦
નિરાશા વિસારી બાળા, શાન્તિને લેજેધારી
પીલે આશા અમૃતની તું પ્યાલીરે—પ્રીતીને૦

જેમને ભક્તિનારી પૂરી પમિારી તયપ
લેશે ઈશ્વર લજ્જા સંભાળીરે—પ્રીતીને૦

**શારદા—** ૮

સત્ય નીતિ સદાગ્રહી, બીતી ધરો નહી
કલ્યાણ થાય તોજ નાથજી
કહું સ્વામી ફરી ફરી આવાર ભાર દઇ
છોડો ન સત્ય ધર્મ સાથજી
ઈશકરોઢી પરકસે સંકટ આપી હજાર
અંતે ધર્મીનો કરે હાથ ધરી ઉધ્ધાર
ઝતા પાપી ધરે અધમ માયા વિકારેતે
પામે ભવનાથનો ન હાથજી—સત્યનીતિ

**નાયકાઓ** ૯

પિયુ તારાં પ્યારાં લોચન લાગે સુંદર રસિક મોહન.
પ્રીતિ નારીની છોડોના જાઉ વારી વારી રાંજન—લાગે
બોલો મીઠા બોલ સ્વામી શાને રીસ કરો નકામી,
બોલો બોલોને વ્હાલા મારા આવી ભેટો સાજન—લાગે
જ્યારે હુ વિનંતી કરૂં રીસાઓ છો નાથ.
ને જો હું રીસાઉ તો પકડો પ્રેમે હાથ,
છે કેવી ટેવ નહારી બાઇ હું તો એકજ હારી—બોલો બોલો

**વારાંગના** ૧૦

જસોદાકો જાવો મોહે કોઇ મિલાવદે
નંદલાલા કાનાકો દિખાવદે, જસોદા.

જયસી ગોરિયા રાધા નારિયા.
વયસોહી કારો હય શ્યામ,
કયસો જાદુ વાકીનો આલિરી.
નાહી બેદેખે આરામ રામઃ—જસોદા

ધન જોબન અરૂ રૂપદીનો મોહે રી જગદાધાર
જોગી ભવરો પાસ નાહિરી
જીયામેં લાગે કટાર ધારઃ—જસોદા

બૃંન્દા બનકી કુંજ ગલીનમે આવોજી મોરે કાન
જો નઆવો તો કરૂંગી, પ્યારે મે તોસે તોફાન જાન
—જસોદા

**શારદા** **૧૧**

ભવભયહાર વિભુશુભકાર
નૌકાડૂબે ઉદધિ મોઝાર
દુઃખસંકટનો કર સંહાર
પારતું ઉતાર જાઉં બલિહાર—ભવભય
તાર ઝટ નિજ દાસ દુખ.થી દેભરી સંસાર સુખથી
નથી કોઇ બીજો આધાર—જાઉં બલિહાર
સંસારે સંકટ સમય કોઇ રહે નહિ સાથ
હવે અમારી નાથ છે નાથ તમારે હાથ—તારઝટ

(ક્રોપ)

# અંક બીજો.

**સુભદ્રા.** ૧૨

માઠાં કરમોથી વિધવા થઇરે જાતાં નાથજી
મને એકલી સંસારે મેલી રડતી રે હાય—માઠાં
થાતાં નિશાપતિ દૂર કાળી શર્વરી થઇ જાય છે
પતિના જતા વિધવા સતીની પણ દશા તે થાય છે.—માઠાં
તૃષ્ણા હવે સંસારસુખની રાખવી શા કામની ?
છે ધર્મ થઇ નિષ્કામ માળા ફેરવું હરિનામની—માઠાં

**ગુલાબ** ૧૩

હાય મુઇ આવી જવાની કીધી મને તો દીવાની
હાય હાય કીધી મને તો દીવાની
લજ્જા લુટાવીને રંગે રંગાવી અનંગે જગાવી છે હોળી
છાતી મદમાતી જોબનિયે ફુલાતી આ અંગે સમાતી ન ચોળા—હ
રસિયો કો આવીને રસમા ડુબાવીને
ઝીલે ઝીલાવે નવેલી
રંગે રમાવીને જવાળા શમાવી દે
પ્રેમે કરી પ્રેમકેલી હાય

**રાધા—ગુલાબ** ૧૪

રંગ રંગી વિલાસ ખાસ દાસીને દાસ
રાજરાણીની જીંદગી માણવી મોજ માણવી
મારો માણુકો છેલ બહુ મોંઘો
તને પરણીને થશે સાવ સોંઘો

સજી સોળે શણગાર આખ મારૂં બેચાર
શો ભારના શિકાર થાય માનવી રોજ માનવી
જાતજાતના ભોગ બધા માણી
કરૂં ઘરની તીજોરીને કાણી
શોક્ય દીકરીને માત પછી બાકી શી વાત
ખરે ખાત છે થનાર આ ફેશન નવી આ ફેશન નવી

—રંગરંગી

ઉર્મીલા. ૧૫

લટક મટક જુલમ કરતી નજર ગજબ મોહિની
કામિની યામિની દામિની લટક મટક
વદન બદન મદન સદન નવી નવી પોલકાની આ ફેશન
આઇ ગ્લાસ બુટ ધારી
ગમન ગોરી ગજ સમી કરે નરનો જાય હારી
તન મન ધન ધરીને ચરણમાંહી લટક મટક.

ચંપકલાલ ૧૬

ગડબડ ગોટા તરછટ ખોટા.
પણ નર મોટા મનાયે આજે ફેશનમાં કરી
રમણી રંગે કાળી પફ્નો ડબ્બો પાળી
બનવાને રૂપાળી મોઢું રંગે નેચરને રદ કરતી
નારી નરો ભેગાં તરો બાથો ભરીને બાથોમાં
સાથે રમો સાથે ભમો હાથો ધરીને હાથોમાં
મળી આ સમય જે લીબર્ટી માણો યુવક યુવતી

ખાતા છુટા છેડા ઘરમાં બની બેડા
બ્રાહ્મણ સંગે દેડા બેસી ખાતા
સંપે પ્રજા વળતી                    નારી નરો

**આશ્રદા.**                    ૧૭

કરશે વિજય હરી તારો
                    સુણી અબળાના ઉદ્દગારો;—કરશે
ઉનાળે દિન નહિં પણ કાળી નિશા તાપ હરનાર
મનુષ્ય નાહ પૂજાય રંગથી ગુણથી પુજ્ય થનાર—કરશે
અભણ ભીલ રંગે કાળાપણ સરલ હૃદય ધરનાર
ભણેલ કપટી સફેદ ઠગથી સારા લાખોવાર—કરશે
ધર્મભાવના ધરી ભગિનીપર કર્યો બધુ ઉપકાર
બદલા તેનો યોગ્ય આપશે અવશ્ય જગદાધાર—કરશે"

**નરનાલાલ**                    ૧૮

ગાંડી ગાંડી દુનિયાની રીત ગાંડી દેખી સાવ ગાંડી
પાણી પીને ઘર પૂછે એવી ગાંડી—દુનિયાની
પાણી પીને ઘર પૂછે કાજળથી કાજળ લુછે
આંખુ ઢાળીને મૂછે, બોલે કે પરવા શુ છે.—એવી ગાંડી
સોનાને આગ લગાવે પીતળને પાસે લાવે
રાંડીને ડહાપણ આવે કુખ્ખી ચૌટે વેચાવે-એવી ગાંડી
સોનાને ડહાપણ આવે કુખ્ખા ચૌટે વેચાવે-એવી ગાંડી
હાથેથી જાતી બાજી તે વેળા ઉઠતી ગાજી
છોડી ઘર રસાઈ તાજી, ખાય પુરી પાતળ ભાજી
                    હોટલમાં પાતળ ભાજી—એવી ગાંડી

નાનાલાલ ૧૯

દુનિયા ભરેલી દગાની
સતિયાની થાય હાની
દીન જનની ખરી કમાણીક
દોલત ગણિ દાદાની—
બેપરવા થઈને ઉડાવે
કંકર પત્થર માની—દુનિયા
લાજ મૂકી રાજ કરતા;
હાય હણાઈ હવાથી,
કાળું મોંઢાપર કરાવું;
નીતિ રસાતળ ચાલી—દુનિયા
ઘેર જગતમાં જૂઠ્ઠું જ્યાં
પછી મનમાં ભય શાનો ?
જુઠ તરતું સાચ ડુબે,
એવો ચાલુ જમાનો —દુનિયા



## અંક ત્રીજો.

શારદા ૨૦

ક્યાં કહું જઈ દુઃખ મારૂં
દિન રૈન ચેન નહીં જીવન થયું અકારૂં—ક્યાં
ભૂમી તેની તેજને મારૂં ઘર છે આ પ્યારૂં
કાળ બદલાઈ ગયો કાંઈ ત્યાં નથી તારૂં—દિનરૈન

વલ્લભ વેરી જ્યાં થયો હેતુ કોને હું ધારૂં
હદ આવી થયું હાય ગંગાનું જળ ખારૂં—દિન રેન

રાધા—ગુલાબ ૨૧

આ શરીરને વિલાસ દાનમાં લુટાવિયે
દાનમાં લુટાવિયે દુઃખ કામીના શમાવિયે—આ
થાય મરદ છેલડા નાર વગર ઘેલડા
વિરહ અનળ શમન કરવા
મદન વારી છાંટિયે—આ
નાસ અફળ કામની જે ન પુરૂષ કામની
તન મન ધન રસિક જોબન ચરણુ માંહિ ધારિયે—આ

સોરઠા ૨૨

પાપી મારૂ હું ક્રૂર શઠ
એ જાણે નહીં કોણુ છું કયાંથી આવી
બુદ્ધિની શુદ્ધિ ગઇ ... પાપી મારૂ
રંડા ફન્દો પાથરી બેહદ ફુલી છેલો મારો છેતરી
ગઇ છકી મદ મહી થઈ નિગર હરામ
લઉં બસ કીનો હવે કર અસિ લઇપાપી

૨૩

જલા ઉર્મીલા ચપક નાનાલાલ

દુનિયા છે ઊંટ ડાળી, ને ઘોડી બેલગામ;
પેટે પાટા બાંધીને બેગાં કરે છે દામ;
દમડી કદી છૂટે નહીં, છો તૂટે બધા ગામ;

કરે છે વેઠ બાપી બેઠ દામના ગુલામ;
પલમાં, જાળ નાખી અજબ, દેખાડીને કસબ,
લાવી લાલચ વલખ, લુંટી લોભી બેદના, તાગડ ધિન્ના-
ધુતારા કરે.

ધરતીમાં માલ દાટે, લોભીને રાંડિ રાંડ:
તેને લાવીને ઘરમાં, ખાઇયે સદા ઘી ખાંડ;
ફિકર કરી જવુ મરી એ વાત છે હરામ,
ભાંડ ભાઇ, બેડા નહાઇ, રામ બોલો રામ—પલમાં

સાખા ગુલાબ ૨૪

બેસ બેસ છાની રહે રાડ શંખણી
દિકરીના મારીને ખારી બીધો ઘણી,
ધણી મારી કર્યું તે મોઢું કાળું
સગી દિકરીને શીખવ્યુ છીનાળુ
કામી હરામી શીયાળની કુતરી
વંઠી કુંવારેથી જારણી બેસ. બેસ.
અરે તુતો ટળે પાપ કારમું
ખાંઉ હેતથી તારૂં હું બારમું
બંધાતી રાતી ચોમાસાની ડુંગળી
અને તું કાળી વધાયણી બેસ. બેસ

સમાપ્ત.

